*Dhartina Vachan*
by Kanji Patel


પ્રથમ આવૃત્તિ: ૨૦૧૨

પ્રકાશક




પૂર્વ પ્રકાશ
૧૯ બી શ્રીનગર સોસાયટી, એફ રોડ, દિનેશ મિલની પાછળ
વડોદરા ૩૯૦ ૦૨૦
ફોન નં. : ૦૨૬૫ ૨૩૫૩૩૪૭, ૨૩૩૧૯૬૮
ઈમેલ : purvaprakash.publication@gmail.com

મુખપૃષ્ઠ ચિત્ર અને રેખાંકનો
પીયૂષ ઠક્કર

ટાઈપસેટ
સંજય રાઠવા અને ભાવસીંગ રાઠવા

મુખપૃષ્ઠ અને મુદ્રણકલા
અંશુલ અગ્રવાલ

મુદ્રણ
શિવમ ઑફસેટ, વડોદરા

# અનુક્રમ

# ઊચ્ચારાશે ને ઊગશે

કુદરતને જોવી ને ગાવી, જૂના કાળથી ચાલે છે. આકાશ, જળ, ધરતી પર અને ધરતીમાં રહેતાં પંખાળાં, પેટઘસણાં, ચોપગાં, બે પગાં એકમેકને વાર તહેવારે સંભારે, ભૂલે છે, ને એમ ચાલે છે. આ સંબંધ બેપગાંનાં લય, ધ્વનિ, વર્ણ, વ્યાકરણ-વ્યવસ્થાથી વિચાર અને ભાવ જગવે છે.

સહુ માટે, પોતાના માટે આદિવાસીએ ગીતમાં કહ્યું, ખેતરમાં ધાન તો હૈયામાં હરખ, સૂર ને ગીત. હવે ખેતર સાથે રાજના કાગળિયે બધાં લખાઈ ગયાં. એટલે ગીત પણ ત્યાં ગયાં. ગીત જોઈએ તો જાઓ રાજની તીજોરીએ. આપણે હજુ ય કાંઈ સમજીશું કે ?

આ પાને થોડા વિચાર, ભાવ લિપિએ ચઢાવ્યા છે. એ ઊચ્ચારાશે ને ઊગશે ભાવકમાં. બોલાતો શબ્દ પોશે પોશે પીધો. એ બોલ અહીં લખ્યાં છે. જે કઇં છે તે બોલાતી ભાષાનું છે. બોલનારું તો એક પીહી છે. પવનથી સૂર રેલાઇને વિશ્વમાં વહી જાય છે. સૂર કહેવાશે ઝીલનારનો ને રેલનારનો, ભેગા હૈયાનો.

## *ગીત સાંભળ*

જામતી રાતમાં
ઓસરતી વાક્‌માં
પંખી ખોલે છે કંઠ
વળતી વેલના કંપમાં
કેમનો જીવ રેડવો?
વનકઠી જાય છે
પાણી પીવાય છે
પેટાળ ઉલેચાય છે
બળતા કાળજે
ભભૂકતી લડાઈમાં
લથડતાં ખોળિયાંમાં
પંખી છેડે મરશિયા
ઊભેલા માણસ
તું આડો પડ હવે
ધરતીએ કાન માંડ
મારું ગીત સાંભળ

## આજનું બયાન

કવિતા કરીએ
તો આજની ભાષામાં કરીએ?
આજ પર કરીએ ?
ગઈ કાલની ભાષામાં કરીએ
એ રહેશે ન થયા બરાબર
આવતી કાલની ભાષામાં કરીએ
તો ચિત્તભ્રમમાં ગણાશે

લો,
આજની ભાષામાં થઈ આ
જગતે એનેય બધેબધી કાલ, આજમાં
જોખમી, ચિત્તભ્રમ, હુલ ઠેરવી, બાદ કરી

આજ બહુ વ્યાકુળ હોય છે
આજનું બયાન ઓર વ્યાકુળ હોય

## *હવે અમારો વારો*

પહેલાં અમે અંગારો હતાં
રાખ પર ફુંક મારવા બહાર આવ્યાં
અંગારો ભભૂક્યો
અમે બોલ્યાંઃ આ તો જાદુ થયો
રાખ બોલીઃ મેં તમને વાટ બતાડી
અમે કહ્યુંઃ અંગારો ને રાખના સાંધામાં બેઠાં છીએ અમે
રાખ કહેઃ હું ઠરેલો અંગાર છું
અમે કહી દીધુંઃ હવે અમારો વારો

## *માટી ન ઊકલી*

અનંત અગાધમાં ઊતર્યાં
સૂર્યતારાનક્ષત્ર આકાશગંગાનાં નામઠામ પાડ્યાં
વીણ્યાં ને ગણ્યાં એ બધાં
સરવરમાં સજાવ્યાં
સૌ પાણી પારખ્યાં
વાયુ વલોવ્યા
અંગારવાયુનાં માખણ કીધાં
ભરમ ખોલ્યા
ભરમાંડ ગાયાં
કાળાં બાકોરાંનાં જલમમરણ વાંચ્યાં

એક વેળા માટી અને આકાશ એક હતાં
ઉફરા ગયેલા આકાશને ભજ્યું
હવે આકાશને જ ગાઈ સંભળાવીએ

આકાશબાપા,
અમને
એક આ
ધરતીની શેર માટી ન ઊકલી

## *દેખાય તો*

એણે પાણીમાં પ્રથમી રોપી
થોડી વારમાં બહાર ખેંચી
પ્રકાશ પાથર્યો
પાંખ આપી
પવન આપ્યો
આકાશ ઉતાર્યું
લે, હવે ફાવે તેમ ફર
એણે ગોત્ર ઓળખ્યાં
પછી?
દેવદેવી કર્યાં
પહેલું કારણ પારખ્યું
મેં
માણસે પહેલાંનું ને પછીનું જાણ્યું
આજે ય છે એ
એવું ને એવું,
દેખાય તો

## *છીએ*

અમે હજુ છીએ
અહીં જમીન પર છીએ
ધરતીના ગોળાથી અડધી ઊમરનાં
અમે લીલા છાંયાનાં ઉછેરનારાં
પહેલ પરથમનાં
નામ પાડનારાં
પુરાણા મનને આંકનારાં
ગળાને ઘૂંટનારાં
અમે હજુ છીએ
એક એક કાપે ઉગનારાં
પાણી મરશે
ત્યારે મરશું

## *લૂણ મારું લોહી પીએ*

વન પર નજર છે
નજર કોયલા પીએ
પાણી ને લાકડાં ખાય
ચકલાં ને જનાવરને ઊડતાં તફડાવે
નજર ઢૂંકે ભેળે
હરાયી નજર
ફોડે ફાંફડે
વન રૂડાં ગાઢાં મધનાં ભરેલાં
સામે તોપ ઉભી
અંદરવાળાં મેઘ પૂજે
જીવડાં હળી મળી રહે
ઢોલે રમે અંદરવાળાં
પહોર પલટ્યો
નજર ધરે વેપારી વેશ
લો રે લો
મધ સાટે લૂણ
રોજ વેપારી નવા નામે નવા વેશે
નવાં નવાં લૂણ પોઠે ભરી આણે
પગ દંડી પહોળાય

બેનાળી ચારનાળી ને છનાળી થાય
મધ ખૂટતાં જાય
નદી વરાળ થાય
ઠરાવ ઠેબે દેવાય
વન હુરુડ થાય
મનખા હુલે
વખ વકરે
ધરતી પોકારે
લૂણ મારું લોહી પીએ છે

## *માલૂણ*

ગોંદરે માલૂણ
ત્યાં પૂર્વજ
હિરવીની ભેટ
હિરવી કોણ ?
વર્યા વાપર્યાનો ધણી
ધરતરી કણસરી ગવતરી એની હિરવણ
ખાય નહિ
ઊંઘે નહિ
જનમે નહિ
મરે નહિ
માયા મંડાવે
પાવા રેલાવે
બરકત આલે
છાંયે બચ્ચાંને ઊભાં ચલવે
પોઢાડે
ધરબે
આંગળી ઝાલી
જીવ કંદ વેલા ઝાડ વહેળા વાંધ્યા ડુંગરા પરખાવે
રખવાળું કરે
રાજી રાખે હિરવી ને હિરવણ

માલૂણઃ ગામ છેડે દેવો, પૂર્વજોનું વૃક્ષો તળેનું થાનક; હિરવીઃ ધણી, માલિક; હિરવણઃમાલિકણ

## અરજી

તાડ પાંદડું ગોળ વળ્યું કે પીહો
તુંબડાનો તંબૂરો
વાંસમાં પેઠી ડગળી ને વાંસળી
ગટલીની જીભી ઘસી કે પીહી
ઢોર શીંગનું વાજુ
વીરવણ ઘાસનો મોર ગૂંથ્યો
બીન પર લાગ્યું મધ મીણ
ને મહુવર કાળબેલિયા
થાળી વગાડવાની
એમાં જ ખાવાનું
આ તો જબરું જ કે?
હસતાં રમતાં અમે થાનકે પહોંચ્યાં
બોલ્યાંઃ દૂધ કોદરી ધાન આલજે
પોલા નૈયે હરો આલજે
ખળે ધાનને વહેંચી ખાઈએ
વધ્યા ધાનથી કોઠી ભરીએ
મન મેલીને ઢોર ધરબીએ
ઠંડા જળથી કોઠો ઠારીએ
ગોવાળ કૂદશે મહુડે

માથા પર જંગલનાં પંખીનાં પીંછાં
આપણે સહુ ઝાડીમાં ખીલશું
હળ્યા મળ્યાના જુહાર લેશું
માડી,
આ ઝાડી, કોતરનાં પાણી, મેદાન
જનાવર, મનખાના મેળા
અમ્મર તો રાખીશ ને ?
આકાશ ના લઈ લેતી પાછી
અમારે અજવાળુંય જોઈશે
ઉપરથી પવન પણ જોઈએ.

નૈયું: દૂધી

## *શરીરની ખબર છે?*

પહેલાંથી જાગે છે
ડુંગર
ઝાડ જીવડાંથી જીવે છે
કહેવાતી આખી દુનિયા
ડુંગર સામે જાગે છે પહેલાં પછીની થોડી વારથી
આ બે વાત છે
પણ અંદર એક છે
મગરો ડુંગરો દાંતો પર્વત
આંખમાં કણો થઈ પજવે
એ ક્યાંય સમાતો નથી
કાપકૂપ ખાધખોદ માપથાપ કરી
પ્હાણકાઠ ખીણખાણ લેવા રોબ્યો
પોથે, માથે, હાથે, ગાણે, ઘાણે
કારાગારે ઝાલ્યો
કીડીનો મંકોડીનો વાઘનો નાગનો
વાનરનો જણનારો ઠેરવ્યો
ધૂંધથી લઈ ફટકડીએ ફેરવ્યો
ઘેરી ઘોળી ઘોઘળે લીધો
સંપત લેવા ખતરોબ્યો

દુઃખ ખોવા કોઈ ડુંગર ખોળે
તપવા, લાભવા લોભ વા લાડ વા
ડુંગરે જવું છે
શી રીતે જવાય ?
પગ ઉઘાડા છે?
ભૂખ જાણી છે?
લંગોટી ના–લંગોટી ઠીક છે
શરીરની ખબર છે?
વાણી પારની વાણીનું ભાન છે?

## *ગુલામડાં*

કહો કેમ
કાળા માથાનાં આવ્યાં
કે તારા ઠરી ગયા
ચાંદો ઓસવાઈ ગયો
સૂરજ સળગી રહ્યો
બીજ તતડી ઊઠ્યાં
કાચીંડા વાનર કીડી કીટક કૂકડાં બકરાં
વૃક્ષ વાયુ સાપ પોપટ ગીધ
શિયાળ, સિંહ, હાથી, વરૂ, ગરૂડ ખવાઈને મટવા આવ્યાં
બધાંના ઘડનારે
આ માથું ઘડ્યું
એ પહેલાં સહુ ઘડતર મોજમાં હતાં
આ આવ્યું કે
ગુલામડાં મંડાયાં
વસ્તુનાં જીવડાનાં.

*લેખે લાગે*

એક પોતડીએ આયખું ખેંચી કાઢયું
એના ગામમાં કાળી કંથારીએ
મોરાં બોલ્યાં ભમ્મરજી
બીજી તરફ
મલક ઊડવા, દુનિયા મુઠ્ઠીમાં કરવાનાં ગીત ચઢયાં
ત્રીજી પેઢીનાં અંતરનેટનાં અજવાળાં
ધોળે દહાડે અંધારપટ કરે
સૂચના ઉદ્યોગીકીથી સજ્જ ભાંડુને કાર્બનક્રેડિટની પડી છે
પેલી તરફ
ભીંતે પીઠોરો લખતો લખારો
પશુપંખી મનખા દેવના અંકોડા એકમેકમાં ભાળે
રંગ પલાળતો જાય
ત્રિકમ પાવડે રમતો જાય
દુકાળ પડે તો છાપરાના બારણે ઝૈયડાં
કાંટા મૂકી
ગામ છોડી
ધૂમાડે અટવાય શહેરમાં
મધરાતે બડવાના ડિલમાં વાયરો વળે
આકાશના તારાને પૂર્વજ ગણી તેડાવે

કાંઈ કરતું જંગલ બચે છે?
કાંઈ કરતાં નદી જીવે તો
એક ઝાડ જીવે તો
પવન નરવો રહી જાય તો
બહુમાળી બાંધતાં વળેલો પરસેવો લેખે લાગે

## *રાખ થઈ ગયું*

લાખ સૂરજ વહી ગયા
નવલખ ચાંદા ઊગ્યા આથમ્યા
ત્યાં સુધી બધા ઘાટ ઘડાયા કર્યા
એક આ ઘાટમાં
રૂપરસ શબ્દ સ્પર્શ, ગંધ મળ્યાં ને મન રચ્યું
એ મનમાં સપનું
એ સપનું રોજ નિંદરા તોડે
કંઠ પોકારે
દે દે દે
ડુંગરા ડોલે જંગલ કાંપે
નદીઓ ખળભળે વાયરે
છનાળી વાટ કાળી કાળી જંગલને પીએ
નદીઓ કૂદે વાયરાને વાઢે
નિંદર તૂટી
જીભ ગઈ
જાગીને જોયું
બધે લાલબાઈ મેલી
કાળી કાળી વાટ ફરી કે

વનના હેમાળે
મનની વચાળે
બધું રાખ રાખ થઈ ગયું

સૂરજ આટલા માટે ઉગ્યો હતો ?

## *ડુંગરની વાટે*

અફલાતૂન કહે
કવિતાને વચમાંથી કાઢો
હું તો લાજી મરું
એ શું ઊકાળશે?
નિયતિએ કરેલા નિયમ રાખો
એથી શક્કરવાર વળશે

ચેલો કહે
એનું અજવાળું મનભુવનમાં
ભવ પાર ને લોક પાર જાય
એ કુદરત થઈ જીવમાં બોલે

ઝીણી ઝીણી વાયરી અડી
ને ભોળપણ વાધ્યું
તે
કવિતા ડુંગરની વાટે વળી છે
નદીએ ઝરણે નહાવા
ડાળે પથરે રમવા
અચરજમાં ઊતરવા

## પગદંડી

ડુંગર મેલી
ખેતર ઝાલ્યાં
ખેતર છોડી
ગામ જમાવ્યાં
ગામ વિખેરી
શહેર માંડ્યાં
કેડી દંડી વાટ
મારગ જળમારગ આકાશ મારગ
મારગ પર મારગ
હા
બધો મારગ મનમારગ
પગદંડી નિકળી
તોફાની પવન થઈ જગ આખે ફરી વળી

## *મૂંગા ભેગો મૂંગો*

લાખેણાં વરસોનો થાપ્યો ડુંગરો
ચોમાસે મોળે વાદળાં ફર્યાં
પૂરણ પાણી પીધાં
ને પ્હાણા ય બોલવા લાગ્યા
ઝાડ ઊડવા લાગ્યાં
ઝરણાં ભેગા નાગ સરક્યા મેદાને
પંખી અલકમલક ઉડી ગયાં
વાટ વાઘડાંથી ભરાઈ ગઈ
લોઢિયા તળેટી હળલાકડે ભરાઈ
તળાઈ થઈ
જીવડાંને ખાવા જીવડાં મળ્યાં
તો કોઈને દાણા
સૂવાના પ્હાણા જડયા
ખીણોમાં ગીત મંડાયાં
ટોચ રણકી ઊઠી
મલક ખલ્લાટા કરે
પવન ઠર્યો કે
વાદળ ઊભાં
મૂંગા ડુંગરે

મલક ખુલે જો
આ પવન
મૂંગા ભેગો મૂંગો થઈને રહે

*ખાડા*

આવ્યાં પદ્દમડુંગરીએ
હરખીના મેળે
સાગવન લહલહે
ઉપર આકાશ
રાતના તાર
નદીના પટમાં
વનમાં ઢોળાવે પટમાં ઢેકલા વચ્ચે ટિટિયાં બળે
હાંલ્લી ક્કળે
તારપૂ પાવરી ખડખસિયાં ઢોલ ઘૂઘરામાં
કાકાબાપાનાં પોયરાંના
નાચે હાથ પગ ને નારિયેળી ડોકાં
ગળાં ગાન ઘૂંટે
ગાનમાં આગિયા ઝગે
આગિયા બતાડે ખેતરખૂણા, નામ ને દેશ ખોવાયાં
ખોળતાં ખોળતાં દેવની ગોઠમાં હરખીએ આવ્યાં
જે ચાર દહાડા ટૂંકા થયા તે
આવ્યાં નવું ધાન વધાવવા
લઈ આવ્યાં
પેટના

ધાનના ખાડા
કયો દેવ દેખશે?
ખોવાયેલું કોને ભાળવશે ?

## *અમે ચાલી નીકળી*

એકલી છેવટી
આંદામાની મોર શી
મા બોઆ બો બોલતી હતી
ચાર વીસુને પાંચ વરસે સાઠ હજાર વરસની
જીભ કાયમી પોઢી ગઈ

બો આકાશ અનંત તરફ ઓચરે
વા વાનર એરુને વાતે વાળે
હૈયે પંખી ગાય
દે મોજાંને હોંકાર
ટર્રર કર્રુર ફુર્ર
સુણનારાં સૌ આ ગીત આગળ વહાવજો
જીવનો જગતનો આ મહોપો
બો કહે, માંડજો માયા
આકાશ પરકાશ પ્રથમીની
પારખો બેપગાં ચોપગાં ઝાઝપગાંની પીડ

પંખ, નપંખ, પેટ ઘસાતાંની ચીખ
જોઈ હવા પર ઊડતી વાત !

માથે બે કાચાં કાચલાંવાળાએ ખાધો લીલારો
એણે વાંસાલાકડી તળેની બંકનાળ જાણી
ન જાણી હોજરી હૈયાંની ઝાળ
ઝાળ પીએ ધરતીને, જળને, વાયરાને, આકાશને, વાણીના
મૂળને

અમે વાણીઓ ચાલી નીકળી
લીલોતરી જેમ ખૂટી
જળ જેમ ઊડચું
અમે ઊડી ગઈ
હૈયે મેળા હુલી ગયા
ખૂટતાં જળના વાંસે
નાણાંના
ચાબૂકના સળાવે
મનના નકશાએ કરેલા
ભૂમિ પરના આંકે અમે વઢાતી ગઈ

બોઆ: બો ભાષા બોલતી છેલ્લી આંદામાનની મહિલા, માર્ચ-૨૦૧૦માં ગુજરી
બો: આંદામાની આદિવાસી ભાષા
મહોપો: મહોબત

## હવે પૂરું કર

ઘંટીનું દળ્યું
ખાઈ
દાબડીમાં પૂરે છે
એને પૂજ
કહેનાર ને સુણનાર જુદા કર્યા
એટલે સત્ ભાંગ્યું
અસત્ જાગ્યું
હવે નહિ છોડું

બોલ
લોઢું કરું કે લાકડું ?
જે કરવું હોય તે કર
ગાડાની ઘડાઈ
વાટની ચલાઈ
રંગની રંગાઈ લઈ લે
પણ
હવે પૂરું કર
બધું એક કર

## હક

દાદાના આંબલે મ્હોર
કેરીના તોબરા બાઝયા
કાળા ઉનાળે આંબો હકાયો
કેરી વેડી
ડાળે થોડી છોડી પંખીડાંનાં ભાગની
ચોમાસું આવ્યું
તોય ડાળે કોઈ પંખી ફરક્યું નહિ
કેરી ઝૂલતી રહી
ક્યાં ગયાં પંખીજીવડાં?

કોઈ બેચાર તો આવો
ચાંચાટો કેરી તમારા હકની
ગીલોલ તોડી નાખ્યો છે મેં
નહિ આવો ?

*વસ્તાર*

છોકરી છોકરો પરણ્યાં
પાછલા ઉનાળે
ઝાભના ડાબરામાં
માછલી મારવા ગયાં
મોટી પકડાઈ
બોલી, જોઈને કાપો મેલજો
કાપો મેલ્યો
ઊઠયા અજવાસના શેરડા
અંદર ચાંદો ને સૂરજ
એને તેડી આણ્યાં
નાની ઘાસફૂસ ટાપરીમાં
બે જોડાં અડોઅડ કાયમ
ચાંદા સૂરજને કહ્યું
તમે આકાશે રહો
શરત કરી સામસામી
એકમેકને આકાશે
ધરતીને જોતાં રહીશું
પોતાનાં આગણાંમાં રમશું
પછી ઊગ્યું આથમ્યું ઘણું

એમ ધરતી છોકરે ઊભરાઈ
વનરાઈ જનાવરે છલકી
આકાશ તારાથી ઊભરાયું

## દાદા, ઘૂમર માંડીએ

અંધારામાં દાદો જાગ્યો
પહેલા દાદાએ વડ લીધો
ને એમાંથી સૂરજ બનાવ્યો

પછી બીજા અંધારામાં
મહુડો લીધો
એનો ચાંદો કર્યો
બીજાં ઝાડવાં બધાંથી તારા કર્યા

દાદો રોજ સવાર થાય કે
સૂરજને આકાશે ગોઠવે
રાત પડે કે
ચાંદાને ને તારાને ગોઠવે
ગોઠવતાં ગોઠવતાંમાં દિવસ ઊગી જાય
રોજ આકાશે ચઢી
સૂરજ ચાંદો ને તારા જબરા વાકમ થઈ ગયા

એક સમાજોગમાં દાદો ઊડી ગયો
સૂરજ ચાંદો ને તારા
એકલા ફીક્કા

આકાશે ચઢતા રહ્યા
દનને રાતવરત વારા ફરતી

વળી સમાજોગના મહાજોગમાં
નવો દાદો આવ્યો
ચારે કોર અંધારું
શું કરવું હવે?
એણે વહુ દિકરાને સાદ કર્યો
છેક ઊંડા જંગલમાં એ હતાં
સાદનાં તણાયાં એ ચાલ્યાં
ઊંચકાતાં ગયાં ઊંચે ને ઊંચે
એક થયું ચાંદો ને બીજું સૂરજ
આકાશેથી રાતવરત
ચેકાવેલી કરી છોકરાં એક એક
ઊતરતાં ગયાં ધરતી પર
દાદો તો ઢોયણીમાં આડો પડેલો
છોકરાંએ ઢોયણી ફરતી ઘૂમર માંડી
દાદો ઘૂમ્યો
થાકી ઊંઘ્યો
કહું તો જાગે
ધરતી પર જળબૂડ થયું
કે દાદો ઢોયણી સોત જળ પર તરવા લાગ્યો

પાછું અંધારું થયું ને છોકરાં રોવા લાગ્યાં
દાદા, વડ લાવો
દાદા, મહુડો લાવો
દાદા, આપણે ઘૂમર માંડીએ

વાકમઃ હોંશિયાર, કવિતાનું બીજ એક આદિવાસી કથામાં છે

## *આટલો કાનૂન*

એ દિવસે
મગરો હર્યો ને ભર્યો
જગત મગરે આવતું રહ્યું
કહે, મગરો અમારો
જગત ખાતું ગયું
મગરો ઘસાતો રહ્યો
ને બોડો થયો
ન રહી નદી
મગરા પરથી ડગરા ગબડે
જગત કહે મગરો લીલો કરો
આ મગરો માણસનો છે અમારો છે
મગરાવાળાં કહે
મારા બાપનાં હાડકાં આ મગરામાં છે
એ હાડકે આ મગરો ટક્યો
રોપ્યા પૂર્વજ પ્હાણ
જગત કહે
આમાં અમારાં પાણી, ખનીજ, કાઠ ને ઠાઠ
તમારો પૂર્વજ ક્યાંકથી ફરતો અહીં આવ્યો
આવીને જંગલ ખાધાં

## કાનૂન તોડ્યા

મગરાવાળાં કહે
નદી મારી મા
ઝાડ મારો બાપ
મગરામાં મારાં ભાયગ
એ લીલો તો હું લીલો
જાણું કુદરતનો કાનૂન બસ આટલો
તમારો કાનૂન જાણું નહિ
તો એને તોડું કેવી રીતે ?

મગરો: ડુંગર

## *જૂની તોય નવી*

ટાઢા બોળ પાણીએ નહાયાં
ને ભેદરી ભાંગી
તડકે ચઢયાં ને તાપ તૂટયા
મન ભરવા
કઢાઈમાં ઊકળ્યાં
આખરે એક જુગ કેડે આવ્યાં
તમે ભાળ્યો ચન્દ્ર
વળી જુગ વહયો
ને જૂઓ આવ્યો સૂરજ
કોટડી પર વીજ ચમકારા મારે
છાતી ધડૂકા મારે
આમ તો વાત જૂની છે
ને નવી ય છે
એક મેકને પૂછયાં કર્યુ
કોણ છો તમે ?
જવાબ આવે છે
જૂઓ, સાંભળો
વાત જૂની નથી
નવી છે
ને રહેશે નવી
જૂની તોય નવી

## *નાચણિયો ચાળો*

આ ધરતી માતા સારી છે
આ ઠૂંઠ મૂંઠ ઉભાંને આપણને ઝીલી રહી છે
કોઈ ગાતું સાંભળ્યું?
મેળે મ્હાલતું જોયું ?
ખાટલે પડીને ખાતાં જોયાં
જીવવું હોય
ગપૂલી રમજે
ડુંગરીમાં લ્હેકે ઢોલકી વાગે
એમાં તારો દાદો બોલે દાદી બોલે
એમાં મારી માડી બોલે બાપો બોલે
સાંભળજે ને
સંભળાવજે
વહેલો વહેલો ઢોલકી પર દાંડિયો લગાવજે
છોકરાંને નાચણિયા ચાળે ચડાવજે

## છકડો

છકડો ચાલે
વગડો ડોલે
ફાંગિયા આવ્યું
ઝોઝ આવ્યું
ભીસંભીસા છકડો ચાલે
ડેરંડેરા
લાકડભીકડ માટલા માટલી
ધાન ધરકલી
મરઘા મરઘી
ખેતર વચ્ચે વાટ પડી
શું લેવા પડી ?
ડુંગર મારા ડોલી ગયા
ઝાડ મારાં હુલી ગયાં

## વાયરો વળે

જાગરિયો બોલ્યો
ખોળિયેથી
હજુ વાયરો વળ્યો નથી
વળી ગોરો કાંપે
મકાઈ દોડાના છળિયાને હરામાં બોળી સળગાવે
ઘર ફરતે આંટી મારે
ત્યાં સુધી છળિયું સળગતું રહે
એવો હરો પીવે
તો ખોળિયેથી
વાયરો વળે

જાગરિયો, ગોરાઃ ભુવાના સાથીદાર

## માખો છોડજો રે

ઊંચા પહાડ ઊંચા મહુડા રે બિરસાનાં ભાયાં
મહુડેથી વાગ્યા અવ્વલ ઢોલ રે
સૂતાં નગારાંને જગવો રે બિરસાનાં ભાયાં
સૂતાં નગારાંને જગવો રે
કરો ડુંગરના ભીલડ ભેળા રે બિરસાનાં ભાયાં
કરો ડુંગરના ભીલડ ભેળા રે
ભીલોના આંકડા મંડાવો રે બિરસાનાં ભાયાં
બાર કરોડ, ને બત્રી લાખ રે
વરસોનાં ગણતર લગાડો રે બિરસાનાં ભાયાં
લાખ ચાંદા ને કરોડ સૂરિયા રે
ચારે દિશાથી બંદૂક ગાજી રે બિરસાનાં ભાયાં
ગોળા છે અંગરેજી દેશી રે
પહાડો નદીઓમાં ભીલડ ઘેર્યા રે બિરસાનાં ભાયાં
ઢોલ મેલીને કામઠાં ઝાલજો રે
લાકડ ભીકડમાં ભીલડ ઘેર્યા રે બિરસાનાં ભાયાં
માટલે પૂરેલી માખો છોડજો રે

## *ઓ રાજવાળા*

ત્રણ દેવલાં સે
ડુંગરો નદી ને ધરતી
ડુંગરો નદી ને ધરતી
એ ત્રણ દેવલાં સે
ટંકે જે વનફળ આલે
એ ડુંગર દેવ સે
જીવડાંને જળ આલે
એ દેવલી નદી સે
દાંતવાળાંને ધાન આલે
એ દેવલી ધરતી સે
બારે મઈનોની લેર
કે દુકાળ અડયો નથી
ડુંગરે ફેરા કેમ મારે
ઓ ભુંડા રાજવાળા
જાતે જીવ્યા ને જીવીએ
ઓ ઊંચા હાટવાળા

નાંમઠામ ડુંગરા બોલે
                    ઓ ધોળી ભેંત્યવાળા
પંસાતી નેમ ના તોડો
                    ઓ પાપી નેમવાળા
રાજ ચેવાં ને વાત ચેવી
                    ઓ ભુંડા રાજવાળા

*ઢેબરિયાની પાળે*

ચાલતી ઝાલી વાટ
ડેરા ઘરબાર ને હાટ
મોં મેળામાં
આપી ને લીધી વાત
બુદ્ધિ બાંધે ત્રાજવાં ને બાટ
હૈયાં ફરતાં ફરતાં આવ્યાં ઊદાપોર
ઢેબરિયાં તળાવ
રાજો કાઢે રૈયતનાં
અવળી ઘાણીએ તેલ
ઢેબરિયાંની પાળ ફૂટું ફૂટું થાય
ત્યાં સંભળાયુંઃ પડું છું પડું છું
એટલામાં
ઢેબરિયેથી નિકળી નાગણમા
કહે
રાજા રાજા,
મારા મોમાં હાથ નાખ
રાજા કહે, મારા રાજનું શું?

મા કહે

રૈયત, મારા મોંમાં હાથ નાખ

ઓ રે આ તો મા
રોજ આપણે ખમકારીએ
બરકતની આપનારી
એને 'ના' કહેવાય ?

રૈયતે માના મોંમા હાથ નાખ્યા
બહાર કાઢ્યા
સોનેરી, પોલાદી, ધરતીના કસાયેલા
ઝગમગ હાથ

ઢેબરિયાની પાળે અજવાળાં થઈ રહ્યાં

*કૉલા*

ઘૉરને બે કૉલા
અંધારિયો ને અજવાળિયો
અંધારિયા કૉલામાં
પાન પર
માટીની ગારના
બે આકાર
અમે અંગભંગ સાથે કર્યા
એમાં જીવ ભર્યા

પ્રભુ તો પછી આવ્યા

અજવાળિયા કૉલામાં
માટીના અવતાર ઊતાર્યા
ખમ્મા
અખંડ ધરતીને ઘણી ખમ્મા
આંખ મીંચતાંમાં
પ્રભુએ
અખંડનો નવખંડમાં
ભાગાકાર કર્યો

વચવચમાં
પાણી પૂર્યાં

અમે જોઈ રહ્યાં

પ્રભુ કહે
પાણી તો વચ્ચે રાખવાં પડે

બનવા, માંડયું એવું
કે પાણી વધતાં ગયાં
કૉલા આઘાને આઘા થતા જાય છે.

તમે બેઉ કૉલા, મળીને આટલાં પાણી પી જાઓ તો ?

*કાગળ બતાવો*

ધરતી પર
ધરતી અને પાણી માટે
તેલ અને ઘાણી માટે
ધાંન અને દાંત વચ્ચે વેર કરવા
દોર માટે
પરભુ થવા
ઘમસાણ છે
ડાળે હિંચે–બાળ
કન્યાદાનમાં બાપ આપે સાપ
વટ ઘૂંટે ચારણ
પાણીને સરાપે ખારવણ
અગરિયાને લુણના વખા
નટ વાદી સલાટ લુહાર સાંસી કોળી
ભવાયા સરાણિયા કાંગસિયા વણજારા
નાયકા વડર માલધારી હળપતિ મશાણજોગી
ઘંટીચોર ભામટા રાવળ તૂરી
સહુ સહુની ઓલિયા શી વાટે વિચરે
ન ઓશિયાળાં કોઈનાં
મહેનત જ મૂડી

પરસેવો જ રળતર
ઘમસાણમાં એમને મટાડવાની જુગતિ
થયું
ચાલો, સુખિયાંનાં મોંઢાં વાંચીએ
થાક્યાં
વાંચીને

ત્યાંથી કાગળિયે જઈએ
અમને કાગળિયે ય હરવ્યાં

એવો એક કાગળ તો બતાવો
જે નોંધારાં જીવ, ધરતીને તારે ?

*લાલાતાંણ્ય*

કોણ મોર્યનાં
કોણ પાછોતરાં
મચી કેં લાલાતાંણ્ય
કાગળ પહેલા કે પહેલાં ખેતરો
ખેતરને બીવડાવે કાગળિયાં
ખેડૂ પહેલા
કે પહેલા રાજવી
ખેડૂ રૈયતને ડારે રાજવી
વેરો નાખે ધરતીના કસ ઉપર
માટી પહેલી કે પહેલાં માનવી
માટીના માંટી થાવા ધાય
ઓ નર રે નૂગરા તમે
રહો પાછોતરા
માટીનાં કરો રે સનમાન
મોર્યની મંછા તે
ડૂબાડશે રે જી

## *ઊંઘ કહે મારું કામ*

વગડે
હરતાં ફરતાં
બધું ઓળખી લઈ
રોગે રોગનાં
ઓસડ કાઢયાં
ને
આપણ ઊંઘી ગયાં
ઓસડિયાં હેંડી ચાલીને
આપણી ઊંઘમાં આવ્યાં
ડાળ, થડ, મૂળ, બીમાં બાઝયો ક્વા બતાડયો
ઓસડિયાં કહે
જૂઓ, રોગ વળગ્યો અમને
તમારી દવા જાતે કરી લો
ઊંઘ કહે મારું કામ

ઊંઘ સાંભળે ઊંઘ મારવાની દવાને?

ક્વાઃ ખરાબી

## માછલીને મૂકો તરતી

જોઈ લ્યો અદ્ધલ
કાળી સાપણ
એવી હરિયાળી
વાયરે હસે, કિલકારી કરે
હૂડા, કાગડા ને એવાં એવાં જીવડાં ટોવા
ત્યાં માળો મંડાયો
પારોય, વળી, ગણા, કટલું, કણઝીછાંટાં, કડાપાલો
સઘળું આવ્યું
માળો અટીકટીનો
એના ઊપર માયા
માળો ને માયા હાલણ ડોલણ
માળાના પગના કાંસકા તળે કાંટો
ઉપર જઈ ફૂટયો
બેની વીરા,
હવે શેની વાટયો જૂઓ છો?
ઊલેચો રાતાં તળાવ
તારવો માંય તરતી માછલીને
ને
મૂકો નદીમાં તરતી

## *પાગલના માથે ભાર*

બધો ભાર
એ પાગલના માથે
ખુલાસા એને જ આપવાના
પુલ તૂટી જાય
નદી વિફરે
ધરતી ભભૂકે
વન વસૂકે
બધું એના માથે
ભૂસકો માર્યા સિવાય
છૂટકો નથી
બોલ,
પાગલ બોલ
ખુલ્લી કેદના કેદી,
બોલ હવે બોલ

## *કીકી પર રસાયણ*

નહિ ઊઘડે આંખ
આ નાગા અજવાળામાં
આપણે બચોળિયાં
ઓડામાં છીએ
ના કહેવાય
પણ કહીએ
ઓડાના ને બહારના રખેવાળ
તું
બધે અંધારું કરશે
ત્યારે
દુનિયાને
અમને
ઊંડા અંધારામાં ય
દેખતાં કરે
એવું રસાયણ
કીકી પર ઢોળજે

## *કૂંપો ખુલશે*

આ છે માટી
આ છે કંચન
અની ભીતર આશ ભરી છે
પાંખ આવશે
માટી ઊડશે
ભલે હો આગળ ઢાલ
પાછળ ઢાલ
ઘડો ફૂટશે
કાંઠો રહેશે
રૂ રૂ ખીલશે
કાલું રહેશે
પવન ભાગશે
મૂકી તરાપો
જણતર જાશે
મહોરું વધશે
સોડમ ઊઠશે
વાટ પકડશે
આ છેડો
તે પેલો છેડો

ફળિયે છેટાં જોજન પડશે
નવી સવારે
જૂની માટી
ભરી સોડમે કૂંપો ખુલશે

## *ફાંસી દો*

ગમાણે વાસીદાં વાળ્યાં
માને હથોપો કર્યો
કોઢિયે બેસી
કવિતાના અક્ષર પાડયા
નદીમાં નિશાળ માંડી
અરીસા જેવાં સરતાં જળમાં
પડયા રહી પથરે માથું ટેકવી
ઉપરનું આકાશ પીધું
દેહ પારખ્યો
જન જનાવર ઝાડવેલાનાં
દરદ ઓળખ્યાં ને ગાયાં
ખાવામાં રોટલો ને ડુંગળી
બધી વેળા
વ્હાલની વેળા
એમ કવિતા થઈ કાતિલ કે
રૈયતનાં હૈયાં ભડકે બળે
રાજા કહે
દેહાંતક ફાંસી દો
આ કાતિલ કવિને

## *ખોઈ બેઠા તને*

હે અગ્નિ
ખોઈ બેઠા તને
છાણે દેવતા ચોંટાડી રાખમાં ભારવી
મા રાતે સૂતી
પરોઢે છાણેથી દેવતા ઊછીનો લેતી
રાંધણિયું અજવાળતી
એ ગઈ
સાથે તું ય ગયો
દીવાસળીમાં તને પૂર્યો હવે
વસતિમાં જંગલમાં તનમાં મનમાં
પ્રગટ કરી દીધો અહોરાત ખોયેલા તને
ચોમેર તું સળગે
મા હોલવાઈ ગઈ
તું સળગે સળગાવે કણ કણ
હવે બળી બળીને ઠરીએ તો ઠરીએ

## *પાંખ ફેલાઈ*

ઇતિહાસ ગાયો
આદ્દ પારખ્યાં
હથિયાર ઘસ્યાં
સ્નેહ જાણ્યા
જીવ લીધા
જીવ દીધા
શબ્દ ઓચર્યા
મૌન ઓળખ્યાં
ઊડયાં
પડયાં
ને ઠરવાનું શીખ્યાં
એમ કરતાં જ
પગ ઓગળ્યા
પાંખ ફેલાઈ

## *કાંટો રૂપાળો*

ચાલતાં ચાલતાં અંધારું પડ્યું
ને ઊડવા લાગ્યાં
ઊડતાં ઊડતાં આઘાં ગયાં
તો ડુંગરના ટેકે રાત મળી
પગ મૂક્યો ત્યાં
ભાર દીધો ત્યાં
હાડકે જઈને કાંટો અડયો
ઘોડે બેસી કાંટો કાઢયો
કાંટો રૂપાળો
ને ઘોડો પંખાળો
બેઉ ઊડતાં જાય

## *બેની વીરા*

ગબડું
સરું
તરું
ઊડું
જીવવા
જનમો સાંભરે
અજવાળાં થાય
દુઃખ સમજું
એ જ છે સુખ
વાતમાં વિચારમાં મન જગતના તાર સંધાય
મેળ થાય

તો
બેનીવીરા
અહીં વિરમી જાઓ
ઔષધિ લેવાનું રહેવા દો

*આ પાર પેલી પાર*

આપણે ય વહેતાં જ હોત
ભોંય પર વહેળા પેઠે
ડોક નમાવી પાણી પીતાં હોત
પણ
ઘડાથી બંધાયાં
એ ઘડો થયો માઈ ને બાપ
એને સજાવ્યો
ફૂલ ફળ ધાન જળ ને ભાવથી
એ છે તો છીએ
અરણ્ય ને ખેતર
જે હો તે
એકજીવ રહીએ
ખેતર ગામનો ગરભ જ
બધું ઘરમાં લાવ્યો
ઘડાજી, ઘણી ખમ્મા
માટી મટી માટલું થઈ આવ્યું
ત્યાં કુદરત દેખી
આકાશની મળી ભાળ
આમ તો માટી એકલી હતી

આકાશ પણ એકલું ને નોખ્ખું
આકાશમાં ઊભી થઈ માટી
ને ડાબું કર્યું
જમણું કર્યું
ઉપર ને નીચે થયું
અહીં ને તહીં થયું
આ પાર ને પેલી પાર થયું
તે થાય જ ને ?

## *કારણનું છે*

કર્મમાં ગઈ
એટલે મરી ગઈ
નહિ તો ક્રિયા મરે નહિ
કારણનું છે એ નક્કી
બધું કહું
જુઓ, ક્રિયા પૂરી થઈ
તરત ક્રિયાપદની શોધ કરી
એ શોધ પૂરી થઈ
એ પછી બધા મેળાનો અન્વય કર્યો
કાંઈ બાકી ન રહ્યું
પણ ક્રિયા મરીને રહી
માળું, આ વ્યાકરણ જૂદું છે
કારણનું છે કારણનું

ઘડવૈયા
મારે ઠાકોરજી નથી થવું

કારણનું: ડાકણે મંત્રથી કશું કરી મેલ્યું હોય એવી માન્યતા

## પારખાં થાય

સતજૂગ પીવે વાયરા
કળજુગે ઊઠે વાકોણ
આંગળ દહાડાને વાંસ રાતડી
એ રે કાપ્યાં કેમ જાય
તપી તપીને તળ લાવિયાં
વૈશાખ જેઠ અમળાય
જગનાં જડયાં જગે જુહિયાં
બાર સાંધ્યાં તેર તૂટી જાય
મનખા અવતાર લઈ જો જરા
દેવ, તારાં ય પારખાં થાય

*મળાશે આકાશને ?*

સત્ પર કોણે ઢાંકી છે માટી ?
આકાશ બોલાવે એ સત્‌ને
બહાર જવાતું નથી
અંદર અવાતું નથી
એક થવાતું નથી
નથી મળાતું સત્‌ને
નથી મળાતું માટને

આકાશ સંભળાયા કરે છે

## *સાતડો સાત*

બોલ્યે બોલ્યે બધું થાય છે
બોલનારું ખોવે છે
વાચાનાં વન થયાં
સત્ થયાં ડુલ
એ જાય છે
જો પાછું આવશે તો મારી નાખશે
જતું રહ્યું તો જીવાડશે
મલક ફરીને પાછું આવ્યું
કોટે વળગ્યું
કહેઃ આ ઘર મારું
અહીં જ ઘર માંડું :
બીજું મોકલ્યું તો
જતું રહ્યું ઊંડા કૂવામાં
સાતડો સાત

સાતડો સાતઃ ગયેલું પાછુ નહિ વળે એ મતલબનો રૂઢ પ્રયોગ

*જાણ્યું છે ?*

માટી બનાવે
મટાડે ય માટી
મટી જાઓ તો માટી જડે

બધું આખું હતું
માટીએ પહેલાં
આખા  વચ્ચે ચીરો મૂક્યો
આકાશ કપાઈને વેગળું થયું
માટી આપણી માયા સારુ અહીં રહી

સવાલ પૂછું :
માટીનો કોઈ માંટી થયાનું જાણ્યું છે ?

## *તો કહો*

ન તુલના
નહિ રૂપક
ના ઉપમા ય
ન સજીવારોપણ

બસ એમ જ જોવું ને કહેવું છે

તો કહો
આકાશ
ધરતી
પાણી
પવન
પ્રકાશના વ્યાકરણમાં

*શું કરી લેશે ?*

ન મુકામ
ન મુકામે નામ
ન ખાસ ન આમ
ન  ધરતી ન જળ ન તેજ
ન વાયુ ન આકાશ પીંડાયાં
મૂળ ભણી ઊડી જવા મુક્ત રખાયાં
શ્વાસ દેનારને
કાળના કારણને
માનસ હંસને નમું
આવનારને રહેનારને જનારને
કોઈ તંતુથી ન બાંધું
ઊગ્યાને
આથમ્યાને ઓળખું

હવે
મૃત્યુ શું કરી લેશે ?

## *શું કરીએ*

આ કાંઈ છાના છાનું બીડું નથી
દન જેવી ઊઘાડી વાત છે
તરખેતરમાં કે
રાંમારેણ્યમાં
વનવાસ માંડયા વગર નથી ચાલતું
પોરો ખાઓ
સવાલ ઘૂંટો
ઊંઘો
હોંકારા કરો
જાતે વનમાં જાઓ કે
કોઈના મોકલ્યા જાઓ
પણ વચમાં વન લાવવું જ પડશે

કવિ,
આ નરને વાનર કેમ કર્યા, કોણે કર્યા ?
વનને ગૂઢ કોણે કીધાં ?
સુખ વધારવા
દુઃખ ઓહારવા
ઊકાળા ઠારવા

## તમે જંગલ વાવર્યું

આ જંગલ કહેતાં વન
લબકારા લે છે નસોમાં
દિવસે વન પર લડાઈ
રાતે સંધિ અને શાંતિનો ખોળો
આજે કુદરતની જડીબુટ્ટી
તો કાલે મનનું તરખેતર
શું કરીએ આ માણસનું ?
કવિનું ?
જંગલનું ?

તરખેતરઃ કુરુક્ષેત્ર

## હે ઘડા

વહેલા પરોઢિયાનો
ઘડો મૂકાયો
પીળા પતરે એનું મુખ ઢંકાયું
પછી
પવનમાં ધજા ફરકી
આભ ધરતીનો સાંધો ચળક્યો
ઊભા આભલે સૂરજ ઊલળી આવ્યો
પાંચેય ઈન્દ્રિય વળગી એને
મન થયું બ્હાવરું
જળનો પડદો હતો એ ?
કદી ઝીણું ફૂલ
કદીક આભ થાંભલો
ઘડાક છીંકણીથી ઊડી જાય માથું
ઘેન ગોરંભે
પાતાળે  સળકે જળ રેખા
જાય
ને પહોંચે પહેલેરા પાણીની પાર
છટકે
ખરે અંદરથી ભંભોલાં પાતાળ

અમે પૂછીએ ખળામાં
ખભે પાંચે ય ઇન્દ્રિયો રાખીને
હે ઘડા
ક્યારેક તો બોલ

## *બચવું છે ?*

માઠી ઘટનાઓ બની
મેઘ હુલ્યા
દવ ઊઠ્યા
દુકાળ થયા
ધરતી કાંપી
જન જનાવર ખૂટી રહ્યાં

બચવું છે ?
કોઈ કહે,
ઘર સામેનો લિમડો વાઢો
ખૂણે પૂર્વજનાં હાડકાં છે એને ખોદી કાઢો
ચારે દિશાનાં દ્વાર પૂરો
ખાડા હોય ત્યાં ટેકરા કરો
ને
ટેકરા હોય તે ઠામે ખાડા કરો
વગડાનાં મેદાન
ને
મેદાનમાં વગડા કરો

લો, એમ થઈ ગયું
આ બધું તો અમે પહેલાંથી કર્યા કર્યુ છે
તરવા માટે ય એ
ને ડૂબવા માટે ય એ જ કરવાનું ?

## દોરા

નમતી વેળ
સૂરજ મધરંગી
કોયલ ખલુખલુ બોલે
આંબાનાં જાળાંમાંથી
ધકોડો છૂટયો
ને
રાત પડી ગઈ



એક રોટલામાંથી
અડધી ફાડ આલી દીધી હતી
અડધી ફાડ બચેલી
એ ય જઉં જઉં કરી રહી



કાગળિયાંમાં
આપણા માટે સ્વર્ગ લખ્યું છે
આપણે સ્વર્ગમાં જઈએ તો જ
કાગળિયાંના લખનારને
ધરતી મળે ને ?

બે હતી
એમાંથી એક રહી
એક આંખ ફૂટતાં વાર લાગે ?



આટલું માગીએ
રમતાં રમતાં ખરવું
વાતે વેદ કરવા
ગાતાં ગાતાં બલિ થવું



એક અવતાર
એક છે કાજ
આ કાયાનો
જગ કાયાથી કરી લે મેળ



કલમ ને ચલમ
સાથો સાથ ચઢી પાંખે
પછી
અગ્નિ આકાશને પી રહ્યો
આકાશ ફલરાતું ગયું



લખજો
આંકડા માંડજો

ઓળખજો આટલું
ભીંત કાળી છે
રોશે ધોળી ભીંતોવાળા



મગરા પર
ડગરા ફરતે જનજનાવર ટોળે વળ્યાં
દુનિયા પૂછે,
તારો બાહ અહીં રહેતો હતો
એનો પૂરાવો આપ
ઝાડપાન પર નામ તો હશે ને તારા બાહનું ?
પણ ઝાડપાન તો ગયાં
હવે પથરે ચોંટી રહેવું હોય તો રહે
થોડી વેળા
પછી એ ય જશે ?



રાતે નર
દિવસે નારી
સંધિવેળા નારાયણ
એક ભવમાં કેટલા ભવ !



દેવે કાવ્ય માંડ્યું
પાણી તેડ્યું
વાયુ નોતર્યો

તેજ બોલાવ્યું
આકાશ આણ્યું
પૃથ્વીનો કર્યો પટ



બોલી ને લિપિ વાદે ચઢયાં
મૂળિયાં જોયાં
પાંખો પલાણી
પૈડાં જોડયાં
હવા પર ધરતી પર
મન પર કાગળ પર
દુનિયા ખૂટી ગઈ



દેવ ગયો
રાજા ગયો
માણસ ગયો
લખનારો ગયો
કથા ગઈ
વાણી ગઈ
બધાં એક પછી એક જવા બેઠાં છે



તારા ગયા
ચંદરમા ગૂલ થયો
સૂરજ શોષાયો

આકાશ સુકાયું
એક મુઠ્ઠી હોજરી અડીખમ



કોઈમાં છવડો લોહી વધારે
તો કોઈમાં છવડો ઓછું
કહેતો ને કહેતી
બધા પર મેલોને લાલબાઈ



પગ તળે ધરતી જ હતી
ચાલતાં ચાલતાં વચ્ચે નદી આવી
કેટલાંક પેલી મેર રહી ગયાં
કેટલાંક આ મેર
સામસામા કાંઠે રહીને રોવા લાગ્યાં



બે ઈચ્છા
એક તળમાં ઠરી
બે નિશાન
બે વિમાન
બે ઈંધણ
તળ બોલે બેં બેં
જળમાં ઠરે
બે બેં



કણ એકલો હતો
પહેલો હતો
સાચો થવા ફણગ્યો



પાણી ને વાયરા દોડી થાક્યા
કણ કહ્યાગરા થયા
વારતામાં ચોટ આવી
હવે બધું ફરી માંડો



વરસાદ ગાય છે હાલરડું
બાળપણ વહી જાય છે
પાંદડું તણાય છે
પાછું આવ્યું તો મર્યા સમજો
જતું રહ્યું તો જીવશે
કોટે વળગી કહેશે
અહીં જ ઘર માંડું



બીજ પર ઋતુ વળગે છે
ઠંડી, ગરમી અને પાણી ભેગાં મળે છે ને
બીજ પર જાદુ મંડાય છે
માટી ગાવા લાગે છે
આકાશનાં ગીત



નહિ ત્યાં
નહિ અહીં
છું તારામાં મારામાં આપણમાં
ન આ કે આવતી ઘડીમાં
છીએ છે અને છું વચ્ચે



મગતાં ફોડયાં ઢોળ્યાં પીધાં
ગૂંજે ઘાલ્યાં
પાણી કરે પોકાર પાતાળમાં
એવા શુકને
સાહ્યબો આવશે.



નિંદર તૂટી
જાગીને જોયું તો
જીભ ગઈ



લાલબાઈ ફરી વળી
કાળી કાળી વાટે થઈને
સોનાના પાયે
લોઢાના હાથે



જીભ કહે
હું કેમની જીવું ?
વનરાઈ કહે
પોરો ખા



સવાલિયા મન,
શરીર પાસે જવાબ માગે છે?
બોલ,
ઊંઘ કોને નહોતી આવતી ? તને કે શરીરને ?



પ્હાણા મેલી દ્રાણે સોહયાં
દ્રાણા મેલી ખારમાં ઉતર્યા
આ ખાર એમ નહિ ઊતરે



ફકીરે ચપટી ભરી કે
દરિયા ઘૂઘવ્યા
નેજા ફરુકયા
ખોળિયાંમાં પવન ભરાયા



દેવ કર્યો
એમાં માણસ રોપ્યું
છેવટે માણસ ખોયુ



માણસ જોયું
એમાં દેવ રોપ્યો
તો ય માણસ ખોયું



જીવતાના બેડામાં
મરેલું ચોંટયું
ટકે છે
એક મેકના આધારે



પૂર્વજનું આલ્યું સત્ છે
તું શીદ વચમાં આવે છે?
તારા હાથમાં દાતરડું ને બંધિયા જ છે કે ?



વાટ હતી
ઝોળી હતી
પોથી હતી
એક આંખ હતી ન હતી



પોકાર ઊઠે
ગગન ગાજે
ધરતીથી વેગળે
ઊચ્ચારે છે કોઈ નવો કરાર



આકાશી ખેતી માંડી
ઝરઝર રોવે રામૈયો
કે
ધરતી આશ માંડે



મિતિમાં
ભૂમિતિમાં
સમિતિમાં ગયાં
આખાનું
અંદર બહાર કર્યું
આકાશ લાવો આકાશ લાવો



કાળી વાટ પડી
જંગલ વચ્ચે
ગામ ને ખેતર
બે ફાડિયે
હળ અહીં
બળદ તહીં
ગળું અહીં
બોલ તહીં નહીં



ક્યારેક
આનંદે ઊતર્યાં માબાપે
અમારાં ખોળિયાં સંઘોક્યાં
આકાશ ખોઈને
ધરતી ઘડી



ખનીજ રણકતી ગાતી હતી
ઊપર વનકઠી નાચતી હતી
કલશોર ઊઠ્યો
પવન જાગ્યો
પગલાં બોલ્યાં
આકાશ હતું
તારા ધરતીને પોકારતા હતા
બ્હાવરું બ્હાવરું



જૂઓ, જૂઓ
આ દેખીતું પાણી મને તાણી ગયું
દેખાય નહિ એવી હવા
મને પી ગઈ
દુઃખનાં સરોવર
ને સુખની આશ



શબ્દ પર શબ્દ દોઢવ્યો
વાતની પણછ ચઢાવી
બોલનાર ઊતાવળું હતું
સાંભળનાર આગળ દોડતું હતું
હું તો બોલું કે
સાંભળનારને સંભાળું ?



ખોળિયું ખૂટાડ
ભૂમિ ખાલી કર
શોધ પૂરી કર



છે કાંઈ એક
ગાતાં ભળાય છે કાંઈ બીજું
ગાતાં ઊમેર્યું ?
ભાળવામાં શીદ વધ્યું ?
સામે નદી નથી
ગીતમાં બોઘરણાં છલકે છે



બાહ: બાપ

## *ધોળા અંધારામાં*

રાત પડે ને કાળું અજવાળું ફરી વળે
મનેખ ભુલી જાય દિવસભરનું બધું
શમણામાં નગર આવે
ગામ આવે
બેઉ એકમેકના ખોળે
માથું મૂકી રોવે

બેયને ઘણાઘણી આદિથી
ભોગને વૈરાગ અવળા માપમાં લીધાં
અસૂરી વેળમાં
એના આ વિજોગ
અજવાળું થયું કે મંડાયા

ધરતી પર આ અજવાળામાં માણસ આવ્યો હતો
આ અજવાળામાં બીજ આવ્યું
ધરતી મટીને
ખેતર થઈ
ખેતર પલોટાયું શેરીમાં શહેરમાં
આ અજવાળામાં
આ ધોળા અંધારામાં

# છૂટકબારું

તળેટીમાં
અમે તલ વાવ્યા
એના તેલના દીવા કર્યા
કોડિયે આરત જાગી
ઝળહળિયાં આવ્યાં
મધરાતે
ડિલમાં રહી મા જાગી
દિવસ માથે આવ્યે
બાપુડી લાગી
વૈશાખી વાયરો ઝળહળિયાં પી ગયો
દીવો રાત કર્યો એણે

વાયરો કહે
તલ તારા
તેલ તારું
તું કોડિયું
મારે શું ?
હું તો મારે જતો હતો
છૂટકબારું જોતો હતો

*ધરતી ને રાજા*

કેટલાય ભવથી
ધરતી ધોવાતી હતી
જતી ને આવતી હતી

એક વાર કરમસંજોગે
રાજાની નજર એના પર પડી
રાજા ભડકયો
થાળે પડીને ધરતીને એણે પૂછયું
તું કેમ આવ જા કરે છે?
એમ કરે એટલે નદીઓ કોતરો
ને ડુંગર થાય છે
હાથ પગ જોડીને બેસી રહે !

ધરતી શું બોલે ?
રાજાએ તો પ્રધાનને ધરતી પાસે મોકલ્યો
પ્રધાન કહે,: ધરતી તું ખસવાનું બંધ કર,
ધરતી બોલીઃ જો, પાણી મને ખેસવે છે
પવન દોડાવે છે
ગરમી મારો વાક તોડે છે

હું નિમથી બંધાઈ છું
તું નદીને પૂછ

પછી રાજાને પ્રધાન બંને ચાલિયા રે
ચાલિયા નદીઓની ધાંહ

નદી, નદી તું ચાલે છે તો ધરતી ચાલે છે
તું જંપી જાય તો રાજમાં શાંતિ થાય.

નદી કહે, મને પૂછવાવાળા તમે કોણ ?

હું રાજનો માલેક
રાજના પૂછાવ્યે પૂછું છું

'રાજા થયો તે આવું પૂછવાનું !
તું ડુંગરને આવું પૂછ

રાજનું બધું વાજું ડુંગર પાસે આવ્યું
'ડુંગરા, તું રોજ ઘસાય છે
થાય છે ને ભૂંસાય છે
એના કરતાં તો ધરતીમાં પેસી રહે

ડુંગર કહે ,' જા રાજા, ધરતીમાં પેસાડનારો
જોયો ના હોય તો
પછી વાવાઝોડું આવ્યું
વરસાદ તૂટયો

ધરતી કાંપીને ફાટી

પછી ?

પછી રાજા ને પરધાન બંને ચાલિયા રે
ચાલ્યા પાતાળ મોઝાર
પછી રાજા ને પરધાન બંને ચાલિયા રે

વાકઃ ચીકાશ

## ઘરને શું કરવું ?

એ ગામે
ચંદ્ર હોળી રમતો હતો
એ નિકળ્યાં ઘર ઓળખવા
એમને જોઈ ચન્દ્ર અજવાળાથી ફાટું ફાટું થઈ રહ્યો
પછી વ્રત લીધાં
આ વારે એકલાં જળપાન
પેલા વારે અલૂણાં
વળી બીજા વારે ચાલવાનાં
દસ જોજન ચાલી અઢી અક્ષર ઊચ્ચાર્યા
વચમાં આવ્યો છપ્પનીયો દુકાળ
આ તો પૂનમે પૂનમે
ના ના પૂર્ણિમાએ પૂર્ણિમાએ ચકોરવ્રતી
એક દહાડો આકાશ મળ્યું
હવે ઘરને ઓળખીને શું કરવું ?

## *મનખો નહિ આવે*

ઊગમણે
બૂડમણે
ઓતર દખણ તેડાં મોકલી
તેડ્યા સરવે દિશાના જીવ
ગાંયણાં માંડ્યાં
ભૂલ્યાં ચૂક્યાં એમને ય તેડ્યાં

જરા જૂઓ કે આવ્યાં છે
ચાર રાતાંને પાંચ કાળિયાં રે
રાતાંમાં કાળાં ને કાળાંમાં રાતિયાં રે
ખલ્યાં ખલ્યાં રાતાં કાળાં તેજ
અગાધ કોઈ ખોલો ભેદ
મનખો નહિ આવે લ્યો ફરી ફરીને લોલ

